શિશુ સાહિત્યમાળા પુષ્પ ૭ મું

# નિસરણી.

## સાતમું પગથીયું.

લેખકો:
વજુભાઈ દવે અને ગોવિંદભાઈ ઠાકર.

પ્રકાશક:
જેચંદ તલકશી એન્ડ સન્સ,
એમ્પાયર બિલ્ડીંગ, હોર્નબી રોડ,
મુંબઈ.

બે આના.

આવૃત્તિ પહેલી. ∴ સને ૧૯૩૯

શિશુ સાહિત્યમાળા

સંપાદક

વજુભાઇ દવે

એલિસબ્રિજ : અમદાવાદ.

મુદ્રક : મનુભાઇ અમૃતલાલ શેઠ
સ્વાધીન મુદ્રણાલય : રાણપુર.

બચુ.

બબુ.

લખુ.

શભુ.

ભાનુ.

વીનુ.

દીનુ.

ટીનુ.

ચીનુ.

ઉ સુ.

જ સુ.

વ સુ.

ન હુ.

જ હુ.

મ હુ.

ર તુ.

ત નુ.

જી તુ.

હી રુ.

ની રુ.

મ નુ.

ગ નુ.

જ નુ.

આ બુ.

સા બુ.

કા જુ.

વી જુ.

પી લુ.

ચી કુ.

સા ધુ.

મા ધુ.



ફૂલ.

ચાર ફૂલ.

આઠ ફૂલ.

દસ ફૂલ.

અઢાર ફૂલ.

અગિયાર ફૂલ.

વીસ ફૂલ.

કાજુ લાવ.

કાજુ ખા.

ચીકુ લાવ.



ચીકુ ખા.

સાબુ લાવ.

સાબુ કાપ.

બચુ આવ.

બબુ આવ.

રામુ આવ.

ભાનુ આવ.

હીરુ આવ.

ધીરુ આવ.

રમવા આવ.

ફરવા આવ.

ગમત કરવા આવ.

જડુ જમવા જા.

રતુ રમવા જા.

ટીનુ તરવા જા.

ભાનુ ભણવા જા.

નટુ નાચવા જા.

જાં બુ.

તાં બુ.

ધા બું.

ઠૂં ઠું.

ઊં ચું.

ની ચું.

સુંવાળું.

કરકરું

કાળા જાંબુ.

તાજાં જાંબુ.

મીઠાં જાંબુ.

ખાટાં જાંબુ.

તૂરાં જાંબુ.

સારાં જાંબુ,

× × ×

ઉંચું ટેબલ.

નીચું ટેબલ,

લીસું ટેબલ.

આદુ લાવ.

આદુ વાવ.

આદુ વાટ.

આદુ ખા.

આદુ તીખું,

પણ

ખાવા જેવું.

કૂચ કરી ?

હાજી.

લે દૂધ પી.

× × ×

ભૂખ લાગી ?

હાજી.

લે પૂરી ખા.

× × ×

તરસ લાગી ?

હાજી.

લે પાણી પી.



લુહાર,

સુથાર.

કુંભાર,

મજૂર.

ખજૂર,

દુકાન.

વીનુ વાંચે છે.
લખુ લખે છે.

નટુ નાચે છે.

કમુ કૂદે છે.

હસુ હસે છે.
રતુ રડે છે.





મજૂર લાકડાં કાપે છે.

લુહાર સગડી ઘડે છે.

સુથાર લાકડું કાપે છે.

દરજી સીવે છે.

કુંભાર માટી ખૂંદે છે.

હજામ હજામત
કરે છે.



વસુ વાજું વગાડે છે.

મારું.

તારું.

સારું.

રૂપું.

રમું.

જમું.

આ મારું ગલુ.

મારું ગલુ નાનું.

મારું ગલુ કાળું.

ગલુ ગલુ તૂ તૂ.

ગલુ આમ જાય.

ગલુ તેમ જાય.

પૂંછડી પટપટ થાય.

ગલુ ચપચપ ખાય.



કાળાં કાળાં જાંબુ.

મીઠાં મીઠાં જાંબુ.

મૂઠી ભરી જાંબુ લે,

સૂપડી ભરી જાંબુ લે.

જાંબુ ખાઈ તાજા થાવ,

જાંબુ ખાઈ રાતા થાવ.

ફૂલ રે ફૂલ,
ઝાઝાં ફૂલ.
આ ડાળીએ ફૂલ,
તે ડાળીએ ફૂલ.
બધી ડાળીએ ફૂલ.

× × ×



ઝૂલ રે ઝૂલ,
હાથીભાઇ ઝૂલ.
તારી સૂંઢમાં કમળ ફૂલ,
ઝૂલ રે ભાઇ ઝૂલ.

ગ ધે ડું.

કૂ ત રું.

સ સ લું.

વાં દ રું.



બિલાડું.

રમકડું.

પાંજરું.

ઘેટું.

ગધેડું ભૂંકે છે.

કૂતરું ભસે છે.

સસલું સંતાય છે.

વાંદરું કૂદે છે.

કબૂતર ઘુઘૂ કરે છે.

માછલું તરે છે.



ઘુઘૂ કરતું કબુતર આવે,

ગળું આમ ફેરવે

તેમ ફેરવે,

અને ઘુઘૂ કરે.

નાનું ગળું ફૂલતું જાય,

એનું દિલડું ખૂબ હરખાય.

માધા કાકાની ઝૂંપડી,

ઝૂંપડી નાની;

પણ સારી.

ઝૂંપડી વાંસની,

પણ સાદી.

ઝૂંપડી મજેની.

આવ ભાઈ અહીં આવ,

અહીં જ બેસીએ.

કાજુ ખાઈએ.

ખજૂર ખાઈએ.

અહીં જ રમીએ.

કાળુડી કૂતરી,
લાવી ગલૂડિયાં.
ચાર કાળવાં ને
ચાર ભૂરિયાં જીરે.
માતાને પેટ પડી,
ચસ ચસ ચૂસે
વેલે ઝૂલે,
જેમ
તૂરિયાં જીરે.



સિપાઇ સિપાઇ,
શૂરા અમે સિપાઇ.
હિંદના સિપાઇ,
વાજું વાગે તુડ્તુડ્તુ.

પડઘમ વાગે ધૂમ,
ખંજરી વાગે ખણુણ.
બંદૂક ફૂટે ધૂમ,
સિપાઇ અમે સિપાઇ.



દૂધ પૂરી.

કાજુ દરાખ.

ખારેક ખજૂર.

ખુરશી ટેબલ.

આદુ હળદર.

× × ×

લીલું ફૂલ.

રાતું ફૂલ.

પીળું ફૂલ.

કેસરી ફૂલ.

વાદળી ફૂલ.

મારે ઘેર આવજે માવા,

મજેનાં ઢેબરાં ખાવા.

બાજરીનાં બે ઢેબરાં કીધાં,

તળીયાં તાતે તેલ,

કટકી પાપડ કાચલી ઉપર,

દહીંનું દડબું મેલ.

આ ઝૂંપડી,

ઝૂંપડીમાં રહેવાય.

આ સૂપડી,

સૂપડીથી ઝટકાય.

આ સાવરણી,

સાવરણીથી વળાય.

આ ચાટલું,

ચાટલાથી જોવાય.

# આ દુકાન.

દુકાન સાબુની છે.

નગીનભાઇ સાબુ વેચે છે.

સુરુ સાબુ લે છે.

લીલુ સાબુ દે છે.

બાબુ કપડાં ધુએ છે,

વીણા કપડાં સૂકવે છે.

કાળુપુર.

જમાલપુર.

દરિયાપુર.

ખાનપુર.

તાજપુર.

માદલપુર.

સરસપુર.

ઘંટ વાગે,

નિશાળ ઊઘડે.

ઘંટ વાગે,

રજા પડે.

કામ બધું બંધ થાય.

બધાં ઘર ભેગા થાય.

ખાઇ પીને સૂઇ જાય.



ઉંદરભાઇ આવી જા,
ચૂં, ચું, ચૂં ચું ગાઇ જા,
તારૂં ગીત બહુ ગમે.
ના, ના, ભાઇ નહિ આવું,
ચૂં ચું ચૂં ચું નહિ ગાઉં,
મીની માશી દેખી જાય,
તીણી આંખે ભાળી જાય,
ચડપ દઇને પકડી જાય.